॥ ओ३म् ॥

—*—

# બાઇબલનો પરસ્પર વીરોધ.

# Self contradictions of the Bible

---

દોહરો.

મુહિઆ વાળા પાદરી, તરત ગણે પોબાર;
બાઇબલ જૂઠું ઠરે, આ પુસ્તકને સાર.

---

ભાષાન્તર કરી છપાવી પ્રસિદ્ધ કરના

**सुरत–आर्य धर्म पुस्तक प्रसारक मंडळी.**

---

અમદાવાદ.
" એંગ્લો વર્નાક્યુલર પ્રીન્ટીંગ પ્રેસ" છાપ્યું
સંવત ૧૯૪૭ સન ૧૮૯૧
કીંમત ૩ પાઇ.

૪૭૧૨

# ॥ ओ३म् ॥

—o—

## પ્રસ્તાવના.

સાંપ્રત કાળમાં ધર્મનો ઝંડો લેઈને દેશ પરદેશ ગામે ગામ તથા બજારો, ચૌટાં અને શેરીઓમાં ક્રિશ્ચિયન પાદરીઓ પોતાના ધર્મનો ફેલાવો કરવા સારૂ ઉપદેશ કરે છે. તેમાં એવું કહેવામાં આવે છે, કે હિંદુધર્મ તથા તેમના દેવી દેવતાઓ સર્વે જૂઠા છે, તેમજ મુસલમાન તથા પારસી ધર્મ પર પણ ટીકા ખૂબ કરે છે. એ ઉપરથી કેટલાક ટુંકી બુદ્ધિના હિંદુઓ પોતાના ધર્મનું જ્ઞાન ન હોવાથી, અને કેટલીક લાલચોમાં ફસાઈ જઈ આખરે વટલે છે; અને બીજાઓને વટલાવવાને પ્રયત્ન કરે છે.

ઘણીજ દલગીરની વાત છે કે જેવી રીતે અમારા ધર્મ શાસ્ત્રમાં દોષો અને જુઠાણું છે તેવીજ રીતે તમારા ખ્રિસ્તી ધર્મમાં છે કે નહીં તેના ઉપર તમારૂં ધ્યાન જરા દોડતું નથી કારણ કે

બીજાના દોષની ગાંસડી મનુષ્યના સામી હોય છે પણ પોતાના દોષોની ગાંસડી તો પોતાના વાંસા ઉપરજ હોય છે તેથી પોતાના દોષો ન દેખાડતાં પારકાના દોષોને તરતજ દેખાડવા લાગો છો.

હવે એવો વખત આવ્યો છે કે અંગ્રેજો પણ બાઇબળનું ગોલમાલ જોઇને તેની પોલ કાઢવા બેઠા છે. અમેરિકામાં એક અંગ્રેજે એવું પુસ્તક રચ્યું છે કે જેમાં બાઇબળના ૧૪૫ પરસ્પર વિરોધ દેખાડ્યા છે; તે વાંચીને અમારો વિચાર તેનું ગુજરાતીમાં ભાષાંતર કરવાનો થયો કે જેથી અમારા દેશી બન્ધુઓ વાંચીને વિચાર કરે.

આ પુસ્તક છપાવવામાં રા. રા. મુલજી પરભૂદાસ પટેલે જે દ્રવ્ય સંબંધી સહાયતા કરી છે તેનો અમે ઉપકાર માનીએ છીએ. જો આપ આ નાના પુસ્તને આદ્યોપાન્ત વાંચશો તો અમે અમારા પરિશ્રમમાં કૃતાર્થ થયા માનીશું. વિદ્વાનો પ્રત્યે વિનંતિ છે કે એના દોષ ઉપર લક્ષ ન આપતાં તાત્પર્ય ઉપર વિચાર કરશોજી. सुज्ञेषु किमधिकम्

# ॥ ओ३म् ॥

## બાઇબલનો પરસ્પર વિરોધ.



## વિરોધ ૧ લો.

**"પરમેશ્વર પોતાના કામથી પ્રસન્ન થાય છે."**

અને દેવે જે સર્વ પોતે ઉત્પન્ન કિધું તે જોયું; ને જુઓ તે બહુ ઉત્તમ.—ઉત્પતિ અધ્યાય ૧ લો. આયત ૩૧ મી

---

**"પરમેશ્વર પોતાના કામથી અપ્રસન્ન છે"**

અને પ્રભુએ પૃથ્વીપર માણુસને ઉત્પન્ન કીધાં તે માટે તેને પશ્ચાતાપ થયો.—ઉત્પતિ અધ્યાય ૬ ઠો. આયત ૬ ઠી.



## વિરોધ ૨ જો.

**"પરમેશ્વર પવિત્ર કીધેલાં મંદીરમાં રહે છે."**

અને પ્રભુએ રાત્રે સુલિમાનને દેખાઇને તેને કહ્યું મેં તારી પ્રાર્થના સાંભળી છે; ને હવે મેં

આધર નિવેડીને પવિત્ર કરયું છે કે મારૂ નામ ત્યાં સર્વ કાલ થાએ, ને સર્વ દીવશ મારી આંખો તથા મારૂં અંતઃકરણ તાંહાં થશે.—**કાલવૃત્તાંત** અધ્યાય ૭ મો આયત ૧૨ મી અને ૧૬ મી.

---

## "પરમેશ્વર મંદિરમાં નથી રેહેતો."

તો પણ હાથથી બાંધેલાં મંદિરોમાં પરાત્પર દેવ રહેતો નથી.—**પ્રેરિતોનાં કૃત્ય** અધ્યાય ૭ મો. આયત ૪૮ મી.



# વિરોધ ૩ જો.

---

## "પરમેશ્વર અજવાળામાં રહે છે"

જે અગમ્ય અજવાળામાં રહે છે, જેણે માણસોમાંના કોઈએ જોયો નથી ને જોઈ શકતો નથી.—**તીમોથીને બીજો પત્ર** અધ્યાય ૬ ઠો. આયત ૧૬ મી.

---

## "પરમેશ્વર અંધારામાં રહે છે."

(૧) ત્યારે સુલેમાનને કહ્યું કે પરમેશ્વરે કહ્યુ હતું અંધારા મેઘમાં વાસ કરીશ.—**રાંજાઓનું પેહેલું પુસ્તક** અધ્યાય ૮ મો. આયત ૧૨ મી.

(૨) તેણે અંધકારને પોતાનું ગુપ્ત સ્થાન કિધું.—**ગીત** અધ્યાય ૧૮ મો. આયત ૧૧ મી.

(૩) મેઘ તથા કાલક તેની આસપાસ છે.—**ગીત** અધ્યાય ૯૭ મો. આયત ૨ જી.



# વિભાગ ૪ થો.

## "પરમેશ્વરનું દેખાવું અને તેના શબ્દોનું સંભળાવવું."

(૧) ને હું પોતાનો હાથ કાહાડિશ, ને તૂં મારી પછવાડે ના જોઈશ—**નિર્ગમન** અધ્યાય ૩૩ મો આયત ૨૩ મી.

(૨) ને પ્રભુ મુસાની સાથે મુખે મુખ બોલ્યો, જેમ માણુસ પોતાના મિત્રની સાથે બોલે.—**નિર્ગમન** અધ્યાય ૩૩ મો. આયત ૧૧ મી.

(૩) ને પ્રભુ દેવે આદમને બોલાવીને કહ્યું, કે તૂં કાહાં છે? ને તેણે કહ્યું, કે મેં વાડીમાં

તારો શબ્દ સાંભળ્યો, ને હું નાગો તે માટે બિધો. ઉત્પતિ અધ્યાય ૩ જો આયત ૯ તથા ૧૦ મી.

(૪) અને યાકુએ તે જગ્યાનું નામ પનીયલ (એટલે દેવની સન્મુખ) પાડ્યું, કેમકે મેં દેવને સન્મુખ દિઠો છે, તોપણ મારો જીવ બચ્યો છે.— ઉત્પતિ અધ્યાય ૩૨ મો આયત ૯ તથા ૧૦ મી.

(૫) ઉજ્યા રાજાના મરણને વર્ષે પરમેશ્વરને ઉંચા તથા ઉંચે રાખેલા રાજ્યાસનપર તે બેઠેલો.— મે જોયો.—**યશાયા** અધ્યાય ૬ ઠો. આયત ૧ લી.

(૬) અને મુસા તથા હારૂન તથા નાદબ તથા અબીહુ તથા ઈસ્રાઈલના સિત્તેર વડીલો ચઢ્યા ને તેઓએ ઈસ્રાએલના પરમેશ્વરને દીઠો ને તેના ચરણ તલે નીલકાંતની સપાટી જેવું, જેને તેની શુદ્ધતા આકાશરૂપી હતી. ને તેઓએ દેવને દિઠો, ને ખાધુ પિધું.—**નિર્ગમન** અધ્યાય ૨૪ મો આયત ૯, ૧૦, ૧૧ મી.

---

## "પરમેશ્વર જોવામાં આવતો નથી તથા તેના શબ્દો સાંભળવામાં આવતા નથી."

(૧) દેવને કદી કોઈએ દીઠો નથી.—**યોહાન**.

અધ્યાય ૧ લો આયત ૧૮ મી.

(૨) તમે કદી તેની વાણી નથી સાંભળી, ને તેનું રૂપ નથી દીઠું.—**યોહાન** અધ્યાય ૫ મો આયત ૩૭ મી.

(૩) ને તેણે કહ્યું તું મારૂં મુખ જોઈ શકતો નથી; કેમકે કોઇ પણ માણસ મને જોઈને નહીં જીવતો.—**નિર્ગમન** અધ્યાય ૩૩ મો આયત ૨૦ મી.

(૪) જેણે માણસોમાના કોઈએ જોયો નથી; ને જોઈ શકતો નથી.—**તીમોથીનું પેહેલું પત્ર** અધ્યાય ૬ ઠો આયત ૧૬ મી.



# વિરોધ ૫ મો.

## "પરમેશ્વર થાકે છે અને વિશ્રાંતિ લે છે."

(૧) કેમકે પ્રભુએ છ દિવશોમાં આકાશને તથા પ્રથ્વીને બનાવ્યા ને સાતમે દિવસે તે સ્વસ્થ રહ્યો, તથા વિશ્રાંત થયો.—**નિર્ગમન** અધ્યાય ૩૧ મો આયત ૧૭ મી

(૨) પ્રભૂ કહે છે કે હું પશ્ચાતાપ કરવાથી થા-

કી ગયો છું,–ઈર્મિયાનો ભવિષ્યવાદ અધ્યાય ૧૫ મો આયત ૬ ઠી.

(૩) તેં મને પોતાના કુકર્મો અને અન્યાયથી મને થકવી દીધો છે.—યશાયા અધ્યાય ૪૩ આયત ૨૪ મી.

---

## " પરમેશ્વર થાકતો નથી અને વિશ્રાંતિ લેતો નથી "

તે શું નહીં જાણ્યુ? તેં શું નહીં સાંભળ્યું? અનંત કાળનો દેવ પ્રભુ, પૃથ્વીની સીમોનો ઉત્પન્ન કરનાર, તે કાયર થતો નથી ને થાકતો નથી.—યશાયા અધ્યાય ૪૦ મો. આયત ૨૮ મી



# વિરોધ ૬ ઠો.

## " ચોરી કરવાની આજ્ઞા. "

(૧) ને એમ થશે કે તમે જશો તારે ખાલી હાથે નહીં જશો પણ પ્રત્યેક બાયડી પોતાના પડોસણથી તથા પોતાના ઘરમાં રહેનારીથી, રૂપાનાં ઘરેણાં તથા વસ્ત્ર માગી લેશે; ને મિસરી-

ઓનું હરી લેશો—નિર્ગમન અધ્યાય ૩ જો આ-
યત ૨૧ તથા ૨૨ મી.

(૨) ને મિસરીઓથી સુના રૂપાનાં ઘરેણાં તથા વસ્ત્ર માગી લિધાં ને તેઓએ મિસરીઓનું લુ-
ટી લીધું.—નિર્ગમન અધ્યાય ૧૨ મો આયત ૩૫ તથા ૩૬ મી.

——— ———

### "ચોરી કરવાનો નિષેધ"

(૧) તું ચોરી ન કર.—નિર્ગમન અધ્યાય ૨૦ મો આયત ૧૫ મી.

(૨) તારા પડોસીપર તૂં જુલૂમ ન કર, ને તેને ન લુટ.—લેવીય અધ્યાય ૧૯ મો આયત ૧૩ મી.



## વિરોધ ૭ મો.

### "વ્યભિચાર કરવાની આજ્ઞા"

(૧) ને પરમેશ્વરે હોશીઆહને કહ્યું, તૂં જા, ને વ્યભિચારોની બાયડી, તથા વ્યભિચારના છોકરા તારે સારૂં લે.—હોશીયાહનો. ભવિષ્યવાદ અધ્યાય ૧ લો આયત ૨ જી.

(૨) અને પરમેશ્વરે મને કહ્યું, તું ફરીથી જા, જું-
ડાની પ્રિય તથા વ્યભિચારેણુ બાયડી પર ઈસ્રા-
ઈલિ પુત્રોપર પ્રભુની પ્રીતિ પ્રમાણે પ્રીતિ કર;
ને મેં તને પંદર રૂપીયા તથા હોમેર જવથી
તથા અર્ધા હોમેર જવથી ખરીદીને મેં તેને
કહ્યુ, તું મારે સારૂ ઘણા દીવશ રહેશે તું વ્ય-
ભિચાર ન કરીશ, ને પુરૂષને સારૂ ન થૈશ; ને
હું પણ તારે સારૂ થૈશ.—**હોશીયા ભવિષ્ય-
વાદ** અધ્યાય ૨ જો આયત ૧, ૨, ૩, ૭.

---

"વ્યભિચારનો નિષેધ"

૧ તું વ્યભિચાર ન કર— **નિર્ગમન** અધ્યાય
૨૦ મો. આયત ૧૫ મી.

(૨) છિનાળવાઓ તથા વ્યભિચાઓનો ન્યાય દેવ
ઠરાવશે—**હેબ્રીઓને પત્ર** અધ્યાય ૧૩ મો.
આયત ૪ થા.



# વિરોધ ૮ મો.

## "બેન જોડ લગ્ન અને વ્યભિચાર કરવાનો નિષેધ"

(૧) જે પોતાની બેહેનની સાથે, પોતાના બાપની દિકરી કે પોતાની માની દિકરી સાથે શયન કરે તે શાપિત છે.—**પુનર્નિયમ** અધ્યાય ૨૭ મો આયત ૨૨ મી.

(૨) ને જો પુરૂષ પોતાની બેહેનને પોતાના બાપની દિકરીને અથવા પોતાની માની દિકરીને લે, ને તેની નગ્નતાને જુએ, ને પેલી તેની નગ્નતાને જોએ તો અધર્મ છે.—**લેવીય** અધ્યાય ૨૦ મો. આયત ૧૭ મી.

---

**"ઈબ્રાહીમે પોતાની બેનની જોડે લગ્ન કીધું અને ઈશ્વરે આશીર્વાદ દીધો."**

(૧) ઈબ્રાહીમ બોલ્યો, તોપણ તે મારી બેહેન એ ખરૂં મારા બાપની દિકરી છે; મારી માની દિકરી નથી; ને તે મારી બાયડી થઈ.—ઉત્પતિ અધ્યાય ૨૧ મો આયત ૧૧–૧૨ મી.

(૨) ને પરમેશ્વરે ઈબ્રાહીમને કહ્યું, કે તારી બાયડીનું નામ સારાઈ (એટલે અધિકારણ તેનું નામ થાએ) ને હું તેને આશીર્વાદ દઈશ.—ઉત્પતિ અધ્યાય ૧૭ મો. આયત ૧૧ અને ૧૬ મી.

## વિરોધ ૯ મો.

### "ભાઈની વિધવા સ્ત્રી સાથે લગ્ન કર-રવાની આજ્ઞા."

જો ભાઈઓ એકઠા વસે ને તેઓમાં એક મરે, ને તે અસન્તાન હોય, તો મુએલાની બાયડી પારકાને ન પરણાએ, તેના ભરતારનો ભાઈ તેની પાસે જાએ; ને તેને પરણે, ને તેને સારૂ ભરતારનો ભાઈ થાય—**પુનર્નિયમ** અધ્યાય ૨૫ મો. આયત ૫ મી.

---

### "ભાઈની વિધવા સ્ત્રી સાથે લગ્ન કરવાનો નિષેધ."

ને જે પુરૂષ પોતાના ભાઈની બાયડીને લે; એ અમંગલ; તેને પોતાના ભાઈની નગ્નતાને ઉઘાડી કીધી; તેઓ અસંન્તાન થાશે.—**લેવીય** અધ્યાય ૨૦ મો. આયત ૨૦.



## વિરોધ ૧૦ મો.

### "બધા જાનવરોનું માંસ ખાવાની આજ્ઞા."

(૧) પ્રથ્વીપર ચાલનારાં હરેક જીવ તમારે સારૂ ખાવાનું થશે, જેમ લીલું શાક. તેમ સર્વે વસ્તુ મેં તમને આપી. છે.—**ઉત્પતિ** અધ્યાય ૯ મો. આયત ૩ જી.

(૨) કોઈ વસ્તુ જાતે અપવિત્ર નથી,—**રૂમીઓનો પત્ર** અધ્યાય ૧૪ મો આયત ૧૪ મી.

---

## "થોડા પ્રકારના જાનવરોનું માંસ ખાવાનો નિષેધ."

પણ જેઓ રોમંથ કરે છે (વાગોળે છે) કે જેઓની ખરી વિભાગે ફાટેલી છે; તેઓમાંના તમે એ ન ખાઓ, ઊંટ તથા સસલું તથા શાફાન; કેમકે તેઓ રોમંથ કરે છે પણ ખુર વિભાગેલા નથી; તેઓ તમને અશુદ્ધ લાગે. ને ભુંડ કેમકે તે ખરીએ વિભાગેલો પણ રોમંથ કરનાર નથી તે તમને અશુદ્ધ; તમે તેઓનું માંસ ન ખાઓ, ને તેઓનાં મુડદાઓનો સ્પર્શ ન કરો. **પુનર્નિયમ** અધ્યાય ૧૪ આયત ૭—૮ મી.



# વિરોધ ૧૧ મો.

## "દારૂ પીવાની આજ્ઞા"

(૧) વિપત્તિમાં પડેલાઓને મદ્ય આપ, ને હૃદયને જે દુઃખી તેઓને દ્રાક્ષારસ. તે પીએ ને પોતાનું દરિદ્ર ભુલી જાએ, ને તે પોતાનું દુઃખ વધારે નહી સંભારે.—**દૃષ્ટાંત વચન** અધ્યાય ૩૧ મો આયત ૬–૭ મી.

(૨) તે નાણું બાંધ, ને જે જગ્યા પ્રભુ તારો દેવ પસંદ કરશે તેમાં જા; ને જે સર્વ તારો પ્રાણ ઈચ્છે તેને સારૂ, ગોધાઓને સારૂ, કે મેંઢાઓને સારૂ, કે દ્રાક્ષારસને સારૂ ને મદ્યને સારૂ, કે જે કંઈ તારો પ્રાણ ઈચ્છે તેને સારૂ આ નાણું આપ.—**પુનર્નિયમ** અધ્યાય ૧૪ મો આયત ૨૬ મી.

(૩) હવેથી પાણીજ નથી, પણ તારા કોઠાને લીધે તથા તારી વારંવારની નબળાઈને લીધે થોડો દ્રાક્ષારસ પી.—**તીમોથીને પત્ર** અધ્યાય ૫ મો. આયત ૨૩ મી.

(૪) જે માણસનાં હૃદયને આનંદક દ્રાક્ષારસ. **ગીત** અધ્યાય ૧૦૪ થો. આયત ૧૫ મી.

(૫) મધ દેવ તથા માણસને હ•ખાવે છે.—**ન્યાયાધીશ** અધ્યાય ૯ મો આયત ૧૩ મી.

---

## "દારૂ પીવાનો નિષેધ"

(૧) દ્રાક્ષારસ નિંદક, મધ ક્રોધી છે; ને જે કોઈ તેથી ભુલે છે તે જ્ઞાની નથી—**સુલેમાન** અધ્યાય ૨૦ મો. આયત ૧ લી.

(૨) જ્યારે દ્રાક્ષારસ રાતો છે, ને પ્યાલામાં ચકલે છે, ને ઉભરાઈ જાય છે તારે તે પર ન જો. તે આંખરે સાપની પેઠે કરડશે; ને તસીફાન સર્પની પેઠે દુઃખ દેશે.—**દ્રષ્ટાંત બચન** અધ્યાય ૨૩ મો આયત ૩૧–૩૨ મી.



# વિરોધ ૧૨ મો.

## "હત્યા કરવાની આજ્ઞા"

(૧) ને તેણે તેઓને કહ્યું, ઇસ્રાઈલનો દેવ પ્રભુ એમ કહે છે. પ્રત્યેક માણસ પોતાની કમરે તલવાર બાંધે, ને છાવણીમાં બાગલથી બાગલ

સુધી જાએ ને આવે ને પ્રત્યેક માણસ પોતાના ભાઈને તથા પ્રત્યેક માણસ પોતાના મિત્રને તથા પ્રત્યેક માણસ પોતાના પડોસીને મારી નાખે—**નિર્ગમન** અધ્યાય ૩૨ મો. આયત ૨૭ મી

(૨) તે યહુદાએ ઈજરેલમાં અહાંલના ઘરનાં સર્વ રહેલાને, તથા તેના સર્વ મુખ્યોને, તથા તેના સર્વ મિત્રોને, તથા તેના યાજકોને મારી નાંખ્યા; જાંહાં સુધી કે તેનું કંઈ શેષ રેહેવા દિધું નહી.

ને પ્રભુએ યેહુને કહ્યું, મારી દૃષ્ટિમાં સારૂ કરવાને બરાબર કરીને તેં મારા હૃદયમાં જે સર્વ હતું તે પ્રમાણે અહાબનાં ઘરનાંને કિધું છે. તે માટે ચોથી પેઢીના તારા દિકરા ઇસ્રાઇલના રાજ્યાસનપર બેસશે.—**રાજાઓને બીજું પુસ્તક** અધ્યાય ૧૦ મો આયત ૧૧ અને ૩૦ મી.

---

## "હત્યા કરવાનો નિષેધ."

(૧) તું હત્યા ન કર.—**નિર્ગમન** અધ્યાય ૨૦ મો, આયત ૧૫ મી.

(૨) હરેક જે પોતાના ભાઇપર દ્વેષ રાખે છે તે

મનુષ્યઘાતક છે. અને તમે જાણો છો કે કોઇ મનુષ્યઘાતકમાં અનંત જીવ રહેતું નથી.—**યોહાનનું પેહેલું** અધ્યાય ૩ જો. આયત ૧૫મી.



# વિરોધ ૧૩ મો.

## "**અસત્ય બોલવાની આજ્ઞા.**"

(૧) અને પ્રભુએ શેમુએલને કહ્યું કે હું તને યસિ બેથલેહેમી પાસે મોકલું; કેમકે મે મારે સારૂ રાજા તેના દિકરાઓ મધ્યે જોયો છે. ને શમુએલે કહ્યું, હું કેમ જાઉં? જો શાઉલ સાભળશે તો મને મારી નાખશે; ને પ્રભુએ કહ્યું, તારી સાથે એક વાછરડી લે, ને હુ પ્રભુ પાસે યજ્ઞ કરવાને આવ્યો છું, એમ કહે—**શમુએલનું પેહેલું પુસ્તક** અધ્યાય ૧૬ મો. આયત ૧–૨–૭.

(૨) તારે તે બાયડીએ તે બે માણસોને લઈને સંતાડયા, ને તેણીએ કહ્યું, કે માણસો મારે તાહાં સંતાડયા, ને તેણીએ કહ્યું, કે માણસો મારે તાંહાં આવ્યા હતા, ખરા, પણ તેઓ કહા

કોહાંના છે, એમને ખબર નથી. ન એમ થયું કે અંધારૂં થયા પછી ભાગલ બંધ કરવાની વેલાએ તે માણુસો નીકલ્યા; તે માણસો કેણીગમ ગયા એ હું જાણુતી નથી; તેઓની ગાછળ વેહેલા જાઓ, કેમકે તેઓને તમે પકડશો. પણ તેણીએ તેઓને ધાબા ઉપર લાવીને પોતાનાં જેસણનાં કુંદવાં ધાબા ઉપર સિંચેલાં હતાં, તેઓમાં તેઓને સંતાડયા--**યહોશુઆ** અધ્યાય ૨ જો. આયત ૪, ૫, ૬, ઠી.

(૩) અને તે પ્રમાણે જ્યારે રાહબ વેશ્યાએ જાસુસોનો આવકાર કીધો ને તેઓને બીજે રસ્તે બહાર મોકલ્યા, ત્યારે તે પણ શું કરણીઓથી ન્યાયી નહી ઠરાવાઈ--**યાકુબનું પત્ર** અધ્યાય ૨ જો. આયત ૨૫ મી.

(૪) અને મિસરના રાજાએ દાઈઓને તેડાવી, તેઓને કહ્યું, એવું કામ તમે કેમ કરયું, ને છોકરાઓને જીવતા રાખ્યા? દાઇઓએ ફારૂનને કહ્યું હીબ્રી બાયડી મિસરી બાયડીઓના જેવી નથી, કેમકે તેઓ જીવાલ છે, તેઓની પાસે દાઈઓ આવ્યા પેહેલાંજ તેઓ જણે છે. એ

મારે દેવે દાઈઓનું શારૂ કરયું—**નિર્ગમન** અધ્યાય ૧ લો. આયત ૧૯–૨૦ મી.

(૫) ને એક આત્માએ નિકલી આવીને પ્રભુની સન્મુખ ઉભા થૈ ને કહ્યું. હું તેને મનાવીશ; ને પ્રભુએ એને કહ્યું શાથી? ને તેણે કહ્યું, હું નિકળી જૈને તેના સર્વ ભવિષ્ય વાદીઓના મુખમાં જુડો આત્મા થૈશ, ને તેણે કહ્યું તારે જવું ને સમર્થ થવું, નિકલ, ને તેમ કર—**રાજાઓનું પેહેલું પત્ર** અધ્યાય ૨૨ મો આયત ૨૧–૨૨ મી.

(૬) કેમકે જો મારા જુઠાથી દેવનુ સત્ય તેના મહિમાને સારૂ વધારે પ્રગટ થયું, તો હજુ સુધી હું પણ અપરાથી જેવો કેમ ઠરાવાઉં!—**રૂમીઓને પત્ર** અધ્યાય ૩ જો. આયત ૭ મી.

(૭) પણ ચતુર છતાં, મે તેમને કપટથી પકડયા—**કરીંથીઓને બીજું પત્ર** અધ્યાય ૧૨ મો. આયત ૧૬ મી.

---

## “ અસત્ય બોલવાનો નિષેધ ”

(૧) તું તારા પડોસી વિષે મિથ્યા સાક્ષી ન પુર—**નિર્ગમન** અધ્યાય ૨૦ મો. આયત ૧૬ મી.

(૨) જુઠા હોઠોપર પ્રભુ કંટાલો રાખે છે,—**દૃષ્ટાંત વચન** અધ્યાય ૧૨ મો. આયત ૨૨ મી.

(૩) સઘળા જુઠા એઓનો ભાગ, અગ્નિ તથા ગંધકથી બળનારી ખાઈમાં થશે.—**પ્રકટીકરણ** અધ્યાય ૨૧ મો. આયત ૮ મી.



# વિરોધ ૧૪ મો.

## "સમ ખાવાની આજ્ઞા."

(૧) જો કોઈ પુરૂષ પ્રભુને સારૂ માનતા લે, અથવા બંધનથી પોતાના પ્રાણને બંધ કરવાને સમ ખાએ; તો તે પોતાની વાતને તોડે; જે સર્વ તેનાં મુખમાંથી નિકલ્યું તે પ્રમાણે તે કરે—**ગણના** અધ્યાય ૩૦ મો. આયત ૨૭.

(૨) ને પૃથ્વી મધ્યે જે સમ ખાનાર, તે સત્ય દેવના સમ ખાશે—**યશાયા** અધ્યાય ૬૫ મો. આયત ૧૬ મી.

(૩) એ માટે હવે હીઆં મારી પાસે તું દેવના સમ ખા.—ઉત્પતિ અધ્યાય ૨૩ મો. આયત ૨૩ મી.

(૪) ને ઈબ્રાહીમે કહ્યું, હું સમ ખાઈશ—ઉત્પતિ અધ્યાય ૨૧ મો. આયત ૨૪ મી.

(૫) કેમકે દેવે ઈબ્રાહીમને વચન આપ્યું, ત્યારે પોતા કરતા કોઈ વધતો મોટો ન હતો કે જેના સમ તે ખાય, માટે તેણે પોતાનાજ સમ ખાઈને કહ્યું—હેબ્રીઓને પત્ર અધ્યાય ૬ ઠો આયત ૧૩ મી.

(૬) તેઓને દેવના સમ ખવડાવ્યા—નેહેમયા અધ્યાય ૧૩ મો આયત ૨૫ મી.

———

## "સમ ખાવાનો વિષેધ."

હુ તમને કહું છું કે કંઈજ સમ ન ખાઓ; આકાશના નહિ, કેમકે તે દેવનું રાજ્યાસન છે; અને પૃથ્વીના નહિ, કેમકે તે તેનું પાદાસન છે—માત્થી અધ્યાય ૫ મો. આયત ૩૪—૩૫ મી.

# વિરોધ ૧૫ મો.

## "બાપ્તિસ્માની આજ્ઞા."

એ માટે તમે જઈને સર્વ દેશનાઓને શિષ્ય કરો; બાપ તથા દીકરા તથા પવિત્ર આત્માને નામે તેઓને બપ્તિસ્મા આપતા જાઓ.—**માત્થી** અધ્યાય ૨૮ મો. આયત ૧૯ મી.

---

## "બાપ્તિસ્માનો નિષેધ"

હું દેવની સ્તુતિ કરૂં છું, કે ક્રિસપા તથા ગાયા વિનાંમે તમારામાંના કોઈનું બાપ્તિસ્મા કર્યું નહિ. કેમકે બાપ્તિસ્મા કરવા સારૂ ખ્રીસ્તે મને મોકલ્યો એમ નહિ, પણ સુવાર્તા પ્રગટ કરવા સારૂ—**કોરીંથીઓનો પેહેલું પત્ર** અધ્યાય ૧ લો. આયત ૧૪ તથા ૧૭ મી.



# વિરોધ ૧૬ મો.

## "ઈશુખ્રિસ્ત યુદ્ધ કરવાને મનાઇ કરે છે"

(૧) પણ હું તમને કહું છું કે જે ભુંડા તેની

સામા ન થાઓ, પણ જે કોઈ તારા જમણા ગાલપર તમાચો મારે, તેની ગંમ બીજો પણ ફેરવ.—માત્થી અધ્યાય ૫ મો. આયત ૩૯ મી.

(૨) કેમકે જે સઘળા તરવાર પકડે છે તેઓ તરવારથીજ નાશ પામશે.—માત્થી અધ્યાય ૨૬ મો. આયત ૫૨ મી.

---

## "ઈશુખ્રિસ્તે પોતે યુદ્ધ કીધું અને આજ્ઞા આપી"

(૧) ને જેની પાસે તરવાર નહિ હોય તે પોતાનુ લુગડું વેચી તે લે.—લુક અધ્યાય ૨૨ મો. આયત ૩૬ મી.

(૨) ત્યારે તેણે ઝીણી દોરીનો કોરડો કરીને તે સર્વને ગેટાં તથા ઢોરો સુદ્ધાં મંદિરમાંથી કહાડી મુકયાં—યોહાન અધ્યાય ૨ જો. આયત ૧૫ મી.



# વિરોધ ૧૭ મો.

## "ઇશુખ્રિસ્તે પોતાના અનુયાઇયોને કહ્યું કે મરવાથી ડરો નહિ"

ને મારા મિત્રો, હું તમને કહું છું કે, જેઓ શરીરને મારી નાંખે, ને ત્યારપછી કાંઈ વિશેષ કરી શકશે નહિ, તેઓથી બિહો માં.—લુક અધ્યય ૧૨. મો આયત ૪ થી.

---

## "ઈશુખ્રિસ્ત પોતે મૃત્યુના ડરથી યહુદિયોથી બચતો રહ્યો"

અને એ પછી ઈશુ ગાલીલમાં ફરયો, કેમકે યહુદિઆએ તેને મારી નાખવા શોધ્યો, માટે યહુદામાં ફરવાને તેણે ન ચાહ્યું—યોહન અધ્યાય ૫ મો. આયત ૧ લી.



## વિરોધ ૧૮ મો.

### "લગ્ન કરવાની આજ્ઞા"

(૧) ને પ્રભુ દેવે કહ્યું, કે માણસ એકલું રહે, તે સારૂ નથી, હું તેને યોગ્ય એક સહાયકારી સરજાવિશ—ઉત્પતિ અધ્યાય ૨ જો. આયત ૧૮ મી.

(૨) તેણે તેઓને પુરૂષ તથા સ્ત્રી ઉત્પન્ન કિધાં. ને દેવે તેઓને આશિર્વાદ દિધો, ને દેવે તેઓ-ને કહ્યું, કે સફલ થાઓ, ને વધો ને પૃથ્વી ભરપુર કરો.—**ઉત્પતિ** અધ્યાય ૧ લો. આયત ૨૮ મી.

(૩) ને કહ્યું કે તે કારણને લીધે માણસ પોતા-ના મા બાપને મુકશે, ને પોતાનુ બાયડી સાથે મળ્યો રહેશે.—**માત્થી** અધ્યાય ૧૯ મો. આ-યત ૫ મી.

(૪) સર્વમાં લગ્ન માન યોગ્ય, ને બિછાનું નિર્મળ રહે, કેમકે છિનાળવાઓ તથા વ્યભિચારીઓનો ન્યાય દેવ ઠેરાવશે-**હેબ્રીઓને પત્ર** અધ્યાય ૧૩ મો. આયત ૪ થી.

---

## " લગ્ન કરવાનો વિષેધ. "

પણ અણ પરણેલાઓને તથા વિધવાઓને કહું છું કે મારા જેવા રહેતો તેઓને ગુણકારી થાય--**કોરીંથીઓને પહેલું પત્ર** અધ્યાય ૭ મો આયત ૮ મી.



# વિરોધ ૧૯ મો.

**" પરમેસ્વર દુષ્ટોનો નાશ કરે છે. "**

ને પ્રભુએ જોયું કે માણસની ભુડાઈ પૃથ્વીમાં વધી છે; ને તેઓનાં હૃદયના વિચારની હરેક ભાવના સદા એકલી ભુંડી છે. ને પ્રભુએ કહ્યું કે જે માણસ મેં ઉત્પન્ન કિધાં, તેનો પૃથ્વીની પીઠપરથી હું સંહાર કરીશ—ઉત્પતિ અધ્યાય ૬ ઠો. આયત ૫-૬ ઠી.

---

**" પરમેશ્વર દુષ્ટોનો નાશ નથી કરતો. "**

ને પોતાના મનમાં પ્રભુએ એમ કહ્યું, કે માણસની કરણીને લીધે હું પ્રથ્વીને ફરી શાપ નહી દઈશ, કેમકે માણસનાં મનની ભાવના તેના બાલપણાથી ભુંડી છે પણ જેમ મેં મારયા છે તેમ ફરી હું સર્વ જીવને કદી નહીં મારિશ. ઉત્પતિ અધ્યાય ૮ મો. આયત ૧૧ મી.



# વિરોધ ૨૦ મો.

**" ઇશુખ્રિસ્ત અને પરમેશ્વર એકજ છે. "**

(૧) હું તથા બાપ એકજ છિયે—**યોહાન** અધ્યાય ૧૦ મો. આયત ૩૦ મી.

(૨) તેણે દેવના રૂપમાં છતાં, દેવને સમાન હોવું એ પકડી રાખવાનું ચાહ્યું નહિ—**ફિલિપીઓને પત્ર** અધ્યાય ૨ જો આયત ૬ ઠી.

---

**"ઇશું ખ્રિસ્ત અને ઇશ્વર એક નથી"**

(૧) કેમકે મારો બાપ મારા કરતાં મોટો છે—**યોહાન** અધ્યાય ૧૪ મો. આયત ૨૮ મી.

(૨) પણ તે દહાડા તથા તે ઘડી સંબંધી એકલા મારા બાપ વગર કોઈને માલમ નથી—**માત્થી** અધ્યાય ૨૪ મો આયત ૩૬ મી.

---

**સમાપ્ત.**

---

**સૂચના**—આ પુસ્તકમાં જે બાઈબલનાં વાક્યો લીધાં છે તે સન ૧૮૮૯ નાં નવા કરારમાંથી અને ૧૮૬૧ નાં જુના કરારમાંથી છે.

## ॥ ગજલ. ॥

પડે ક્યોં ભૂલ મેં પ્યારો,
યહ ક્યા તુમને બિચારા હૈ;
જરા તુમ સોચ કર દેખો,
કહાં પર દિલ તુમારા હૈ.—પડે ક્યોં. ॥૧॥
બિમુખ નિજ ધર્મસે હોકર,
જો ચાહો નિજ અપારા હૈ,
નહીં સુખ પાઓગે પ્યારો;
યહ આંખોસે નિહારા હૈ—પડે ક્યોં. ॥૨॥
તજા સત ધર્મકો જીસને,
અસત મત મનમેં ધારા હૈ;
મણીકો કાચકે બદલે,
વૃથાહી ઉસને હારા હૈ.—પડે ક્યોં. ॥૩॥
હુએ જો ધર્મકે શત્રુ,
ઉન્હોંને ધર્મ મારા હૈ;
મનાયા મનમેં જો આયા,
મનમાના મત પ્રચારા હૈ.—પડે ક્યોં. ॥૪॥
નિરંજન જોકિ દુઃખ ભંજન,

ઉસે ક્યોં તુમ બિસારા હૈ;
નહીં બિન ઉસ્કે કોઈ રક્ષક,
વહી પાપોંકા આરા હૈ.—પડે ક્યોં. ॥૫॥
જો હૈ સુખ જગતકા કર્તા,
વહી સ્વમી હમારા હૈ;
ચલો ભાઈયો શરણુ ઉસકી,
નહીં ઉસ બિન ગુજારા હૈ.—પડે ક્યોં. ॥૬॥
નહીં ઉસકી દયાકા કુછ,
યહાં પર પારવારા હૈ;
વહ હૈગા હૈ દયાસાગર,
યહ ધર્મોને પુકારા હૈ.—પડે ક્યોં. ॥૭॥
રચા જીસને શશી સૂરજ,
નિગમ અજ પર ઉતારા હૈ;
અરે સેવક બિના ઉસકે,
નહીં કહિં પર ગુજારા હૈ.—પડે ક્યોં ॥૮॥



# ॥ ગજલ. ॥

## ( પંડિત જગત નારાયણ કૃત. )

અજી પાદરી સાહેબ અબ ક્યા યહ તુમ કરને લગ ગયે; હર સાલ કૌંસલ કરકે બાઈબીલ ક્યોં બદલને લગ ગયે.—અજી પાદરી. ॥ ૧ ॥ ક્યા તુમારી અકલસે ઈશ્વર મેં ન્યુનથી; તુમજો ઈશ્વર વાક્ય મેં અકલ અબ દૌડાને લગ ગયે—અજી પાદરી. ॥ ૨ ॥ જબકિ દેખા બાઈબીલસે કાયલ હો જાતે હો તુમ; નયે નયે શબ્દ ઉસમેં તબી તુમ બઢાને લગ ગયે.—અજી પાદરી. ॥ ૩ ॥ જાલ ઔર ફેરબસે મજહબ બઢા તે જાતે હો; હર કિસીકો અપને ફૂદે મેં ફસાને લગ ગયે.—અજી પાદરી ॥ ૪ ॥ આ કર બાઝારોં ગલિયોં મેં મુફ્તકી બક બક કરતે હો; જાકે નાહક લોગોં કા તુંમ મગજ ખાને લગ ગયે.—અજી પાદરી. ॥ ૫ ॥ ગર કોઇ પુછે તો ઠીક ઉસકા નહીં ઉત્તર દેતે હૈ; જબ હોવેં કાયલ તો ફિર આંખે દિખાને લગ ગયે.—અજી પાદરી. ॥ ૬ ॥ પાદરી સાહેબકી અબ તારીફ સુનિએ દોસ્તો; હજરતે ઈસાકી હદ-

ડી માંસ ખાને લગ ગયે.—અજી પાદરી. ॥ ૭ ॥ આતે હૈ ગિરજામેં જો ભજતે હૈં ઈસાકો વહખાક; છોડ કર ઈસાકો મિસ્સે[1] દિલ લગાને લગ ગયે—અજી પાદરી. ॥ ૮ ॥ જબ છપી ઈસુપરીક્ષા મર્મ સારે ખુલ ગયે; દેખ કર અબ આર્યો સે મુંહ છિપાને લગ ગયે.—અજી પાદરી. ॥ ૯ ॥ ગર કભી સેવકભી પહુંચે જહાં કરેં ઉપદેશ યે; દેખ ઉસકો દાંતસેં ઉંગલી જબાને લગ ગયે.—અજી પાકરી. ॥ ૧૦ ॥

---

## "ખ્રિસ્તિ ધર્મવિષે હોરી રાગ કાફી."

ઈસાકે ચરીત્ર સુનોરી, જરા તુમ વિચાર કરોરી—ટેક.
ઈસાઈ ઈસાકો ઈશ્વર કહતે, યહ હૈ મતી ઉન્હેં થોરી;
ઈસા ક્રોધી સબ જગ જાને, વૃક્ષહિ શ્રાપ દિયોરી;
બુઝાઉ તુમ સબ કોરી, જરા તુમ વિચાર કરોરી.
ઈસા આય ગર્ભમે પ્યારો, રજ ઔર દોષ પિયોરી;
રક્ત દોષ પિવન હારેકો, ઈશ કહે નર કોરી;
બુદ્ધિ કયો દેહો ડુબોરી, જરા તુમ વિચાર કરોરી.

---

(૧) મીસનો અર્થ તાંબુ થાય છે, અને તાંબાના પૈસા તેના ઉપર પોતાનું દીલ લગાડવા લાગ્યા. એટલે લોભી થતા જાય છે.

ઈસા દુઃખસે પ્રાણ ગમાએ, હૈ બાઈબલમેં લીખોરી;
ઈશ્વર દુઃખી નહીં હૈ ભાઈ, મનમેં તુમ સમઝોરી;
દુઃખ દુઃખીયાકો પડોરી, જરા તુમ વિચાર કરોરી.
ભારી કલંક ઈસાકો લાગો, કુંવરીસે જન્મ લિયોરી;
કૃષ્ણદાસ કહે કર જોડી, સબસે બ્રહ્મ બડોરી;
જગત વાહીને રચ્યોરી, જરા તુમ વિચાર કરોરી.



## કવિત.

ઈસામસીહ આગે એક ધર્મધ્રુજ ધારિવે કો,
બરન બિગાંરવે કો કમર કસી રહી;
નીચન કી સાહેબી મુસાહબી ગલીચન કી,
રામ નામ મેટકે સલામ સી ધસી રહી;
વેદન કો ખંડ મંડ આપનો પખંડ કરે ધરે,
ઔર કી ન માને આન અપની બસી રહી;
પૂરબ નિકાસ આસી રસના સમેટ લીની,
ઈસા તો ન દીસા મિસ્સી દાંતન ફંસી રહી;



# દરાજ તથા ફોલ્લાની દવા.

## કિમ્મત ૦)- એક આનો.

એ દવા ગાયના દુધની સહાયતાથી બનેલી છે અને ગોમૂત્રમાં કાગળ સુધાં સીસેટકે ગોરસીયા ઉપર ઘસીને ચોપડવી. એના પૈસા ગોરક્ષાના પુસ્તકો છપાવવામાં વપરાય છે.

## सुरत आर्यधर्म पुस्तक प्रसारक मंडळी.

આ મંડળી તરફથી નીચે લખેલા પુસ્તકો તથા દરાજની દવા એ મંડળીના મંત્રી પાસેથી અથવા ભાવનગર ગોરક્ષક સભામાંથી અથવા આર્ય સમાજના મંત્રી પાસેથી રોકડી કિમ્મતે મળશે.

ગોપુકાર ૩ પઈ. ગોરૂદન ૩ પઈ. ગોવિલાપ ૩ પઈ. ઈસુપરીક્ષા ૩ પઈ પ્રજાહિત પોકાર ૧ પઈ. આર્યો જાગૃત થાવો ૬ પઈ.

ઉત્તમ સંતતિ શી રીતે ઉત્પન્ન કરી શકાય. ૧ આનો.

ગૌ માતાની છબી. ૦)= જેના રોમરોમમાં દેવતા છે.